# "શાસ્ત્રમાં અસ્પૃશ્યતા એ શું કલંક છે?"

**[ગુ]ણાઃ પૂજાસ્થાનં ગુણીષુ ન ચ લીંગં ન ચ વયઃ ॥**
**ચાતુર્વર્ણ્યંમયા સૃષ્ટાં ગુણ કર્મ વિભાગશઃ ।**



જગતન્નિયંતા ઇશ્વરે રચેલી ભૂતળ ઉપર આવેલા જૂદા જૂદા અનેક પ્રદેશોમાં જેમ આર્યવર્ત દેશ પ્રાચીન જાહોજલાલીના ચિન્હો અને કુદરતી સુંદરતાના કારણે વિશ્વમાં વિખ્યાતી પામેલો છે તેમજ તેની સુસંસ્કારી પ્રજાનું સત્ય, નીતિ, દ્રઢતા ધાર્મિક સિદ્ધાંતોવાળું પવિત્ર ચારિત્ર્ય અને સામાજીક શ્રેષ્ઠતાવાળા નિયમો વિગેરેનો વિચાર કરતાં કોઇપણ સ્વતંત્ર અને ઇન્સાફી અંતઃકરણવાળી વ્યક્તીને આ દેશને માટે ઉત્તમોત્તમ અભિપ્રાય જાહેર કર્યા વિના ચાલે તેવું નથી. તેમજ આર્યાવર્ત દેશના પ્રભુપ્રેરીત અને ખોડખામી વિનાના નિર્વિવાદીત અને જેના સ્વર વ્યંજન અને શબ્દો સર્વદા પુન્યપાદ અને વંદનીય ગણાય છે તેવા વેદ વિદ્યાના ગ્રંથો અનેક આક્રમણના ઘા ઝીલવા છતાં હૈયાત રહેવાને પામ્યા છે. ઉપરના આર્યશાસ્ત્રોને કોઇપણ હિંદુ, પંડિત [ક]ે દેવ [પુ]રુ[ષ] આવીને કહે કે તેમાની અમુક બાબત કલંક સમાન છે. આર્યત્વના ગૌરવ માટે અભિમાન રાખનાર પુરૂષ યા સ્ત્રી ગમે તે [હો]ય તેને આઘાત લાગ્યા વિના રહે નહિં. ખરેખર આવા શબ્દોનો [ધ્]વનિ અંતઃકરણને ધ્રૂજાવે તો આશ્ચર્ય જેવું નથી. આવા શબ્દો પણ પેગંબર કે અવતારી માણુસ તરફથી પણ કહેવામાં આવે તો પ[ણ]

વ્યકતિના શબ્દ તરફ અંધ શ્રદ્ધા રાખી આર્યશાસ્ત્રને માનવા માટેની હા કહેવાની હીંમત અમુક લાલચને લાલચુ માણુસ સિવાય કરી શકે નહિં.

## અંત્યજનો અસ્પર્શ.

અંત્યજોનો અસ્પર્શ આર્યશાસ્ત્રોમાં જણાવેલો છે, એટલે તે સંબંધી વિચારજ ન કરવો, બુદ્ધિ અને ન્યાયપૂર્વક રહસ્ય જાણુવાની બુદ્ધિ પણુ ન ખરચવી, અને ગમે તેવી હલકી ઉપમા પૂજ્ય આર્યશાસ્ત્રોને આપી દેવી એ કોઈપણુ મનુષ્યને પોતાને બુદ્ધિવાન ગણાવતો હોય તેને માટે તો યોગ્ય નજ ગણુાય. પરંતુ તેવી રીતે વિદ્વાનમાં ગણાવાની ઇચ્છા રાખનારાઓએ તો ભવિષ્યની જવાબદારી અને જનતા માટેનો હિતાહિતનો વિચાર કરી આવા અપ્રતિમ બુદ્ધિપ્રદ અને જ્ઞાનના મહાસાગર સરખા ગ્રંથો અણુઘટતું ગણાવા જેવું હોયજ નહિં, તેવી શ્રદ્ધા રાખી વિચાર કરવો જોઇએ કે અમુક બાબતનો જે અર્થ કરવામાં આવે છે તેમાં કાંઇક ભૂલ હોવી જોઇએ અને જો તેવો શાંત વિચાર કરવામાં આવે તો પરમાત્મા તેના પર કૃપા પણુ જરૂર કરે અને સત્યને માટે પ્રેરણા થવાથી સત્ય સમજાય અને સમજવા પછી જનતામાં પોતે કરેલું પૃથકકરણુ મુકવામાં આવે તો સરળતાથી સમજાવી પણુ શકાય પર મગજના ફાંકા પ્રમાણે તરંગોમાં આવે તેમ ધા કરવા, અને લાગણીની હિંસાનું પ્રકરણુ એક અહિંસકના સિદ્ધાંત માટે યોગ્ય નહિંજ.

હિંદુ શાસ્ત્રોમાં અસ્પર્શ, અંત્યજો યાને ચંડાલોને માટે વણુ છે અને તે ઉપરાંત તેનું મોઢું જોવાનો પણુ ત્યાગ કરેલો છે. એ

અંત્યજ અને ચંડાલ જેવો અલંકાર જે વ્યક્તિને લગાડવામાં આવે તે તદ્દન અધમાધમ અને ધિક્કારવાને લાયક ગણાય, વળી પુરાણોમાં તેનું વર્ણન ત્યાં સુધી કરવામાં આવ્યું છે કે આવો કોઇ માણસ જણાય તો તેને સૂર્યજ બરાબર ગણી તેનું મોઢું પણ જોવું નહિં એટલે જે માણસ અંત્યજ ગણાય તે માણસ મોં જોવાને પણ લાયક ન ગણાય તો તેની સેવાનો સ્વીકારજ કેમ થાય? ત્યારે અંત્યજ કોણ? અને કેવા હોવા જોઇએ? કારણ કે અત્યારે જેને અંત્યજ યાને અસ્પર્શ્ય ગણવામાં આવે છે તે તો મોઢું જોવાને અને તેની સેવાના અંગીકારને પણ પાત્ર ગણાય છે તેની સેવા વિના મહાન આચાર્યોને પણ ચાલી શકે તેવું નથી. ત્યારે ધર્મશાસ્ત્રમાં વર્ણવેલા અસ્પર્શો જો ઢેડ ભંગી ચમાર જેઓ અત્યારે અસ્પર્શમાં ગણાય છે, તે હોય તો તેઓ મોં જોવાને લાયક કે સેવાના સ્વીકારને લાયક કેમ ગણાય? આર્યધર્મના પુસ્તકો આધુનિક નથી પણ પ્રાચીન છે અને આ સેવાનો પ્રચાર બહુ જુનો છે નહિં, માટે વિચાર કરતાં તેમાં કાંઇક અતિ અગત્યનો અને બહુજ ઉંડો ભેદ હોવો જોઇએ.

## હલકું કામ કરવાનું આગળ આ દેશમાં હતું કે?

આર્યવર્ત દેશની પૂર્વ પ્રણાલિકાના નિયમો મળમુત્ર અને ગલીચ ગંદકી એક ઠેકાણે એકઠી થવા દેવાના હતાજ નહિ બાળકો બ્રહ્મચર્ય આશ્રમમાં અભ્યાસ કરવા માટે ઋષિમુનીઓના આશ્રમમાં જતા હતા. ઋષિમુની-ઓના આશ્રમ સરીતાના સુંદર તટો ઉપર અને ગામની વસ્તીથી દૂર રાખવાનો રીવાજ હતો. તેમજ ગૃહસ્થાશ્રમનાં દંપતિ માટે દંતધાવન અને શૌચ ક્રિયા સરિતા કે સરોવર અથવા સમુદ્રના કિનારા તરફ થતી હતી. અને જેની શુદ્ધિ સૂર્યના કિરણો કે સમુદ્રની

ભરતી વડે થઇ જતી. મતલબ કે આજે જે કામ ધમધોકાર ઢગલાબંધ અને એક મિનીટમાં મુંઝામણ કરી નાંખે તેવડા મોટા પ્રમાણમાં થઇ પડયું છે તે કામ પ્રાચીન ભરતખંડમાં હતુંજ નહિં. ી બાળકોનું તે કાર્ય તેની માતા અને જન્મ આપનારી જનેતા કર ી હતી છતાં તેને અસ્પર્શ્ય કહેવામાં આવતી નહિં. તો પછી આધુનિક આ કાર્ય કરનારને તે કાર્ય કરવા માટેજ અસ્પર્શ અને શાસ્ત્રમાં વર્ણવેલા ચંડાળો અને અત્યંજો સાથેના સંબંધને બંધબેસતો કેમ કહી શકાય? વળી જે સમયના શાસ્ત્રો છે, તે સમયમાં તો આ કાર્યની અગત્યતા હતી નહિં જો કાર્ય ન હતું તો તે કાર્ય કરનારાઓની હસ્તી સંભવે કેમ? જ્યારે આવું કામ નહિં, આવું કામ કરનારા નહિં અને અંત્યજ શબ્દની હસ્તી તો ખરીજ તો પછી તે શબ્દ કોને માટે તે વિચારણીય ગણાય.

## દરેક કોમમાં અંત્યજો હતા અને છે.

વિચાર કરતાં સિદ્ધ થાય છે કે અંત્યજની કોઇ જ્ઞાતિ કે કોમ જેવુ હતુંજ નહિં. પણ દરેક કોમમાં તેઓ પેદા થઇ શકે છે. આવા અંત્યજો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર દરેકમાં હોઇ શકે. કારણ કે જેનામાં અંત્યજના અને ચંડાળના લક્ષણો હોય તેજ અંત્યજ, તેજ ચંડાળ અને તેજ અસ્પર્શ અને મ્હોં જોવાને માટે પણ નિષેધને લાયક ગણાય. મતલબ કે દગો ફટકો રમનારા દગાખોર, ઉપકાર તરફ અપકાર કરનારા અધમ વિશ્વાસઘાતક, મિત્ર બની શત્રુનું કામ કરનાર હિચકારા જાસુસ મોંહની જબાન પર સાકરની પથારી કરી કલેજામાં કાતિલ ઝેર છુપાવનારા લોકોની, સ્ત્રીઓ ઉપર બળાત્કાર કરનારા મહાન પાપી, રસ્તામાં ધાડ પાડી

લૂંટ ચલાવનારા લુંટારા, ગર્ભપાત અને બાળહત્યાના કામમાં સામેલ થનારા, ખુનો કરનારા, જળાશયનો, દેવમંદીરોનો અને ધર્મના સ્થળોનો નાશ કરનારા દુષ્ટો, વિધવાગમન કરનારા, અગ્રાહ્ય ભોજન કરનારા વિષયવાસનાનો આવેશ રાખનારા, વ્યભિચારી નિર્દોષ પ્રાણી અને પશુઓનો વધ કરનારા, પોતાની મતલબ માટે બીજાઓના સુખનું બલીદાન આપનારા, નિર્દોષ મનુષ્યને જાળમાં સપડાવી મજા ઉડાવનારા, અજ્ઞાની મનુષ્યના અજ્ઞાનનો લાભ લઇ પોતે પ્રભુનો અવતાર છે, તેનું માનવાનો આડકતરો પણ ડોળ રાખનારા, પોતે પ્રમાણિક છે તેવું બતાવી વિશ્વાસુઓને ખાઇ જવાના કાળા કર્તવ્ય કરનારા, પ્રભુથી નહિં ડરનારા આવું તિરસ્કારમય અચારણ રાખનારા રાક્ષસી લક્ષણ જે જીવોમાં હોય તેને માટેજ અંત્યજ અને ચંડાળ શબ્દની યોજના યોજાએલી છે. અને આવું નીચ કૃત્ય કરનારા માણસો જ્યાં જ્યાં હોય, તે બધાજ ચંડાળ અંત્યજ અને અસ્પર્શ્ય ગણાવા જોઇએ. અને આવા જીવોને માટેજ જો હિંદુશાસ્ત્રમાં અસ્પર્શ્યની ઘટના ઘટાવી હોયતો હિંદુશાસ્ત્રમાં કલંક નહિં પણ હિંદુશાસ્ત્રમાં પવિત્ર પ્રવાહની વિજય ઘોષણા બરાબર શા માટે ન ગણાય?

## કહેવાતા અંત્યજોની ઉત્પત્તી.

જ્યાં સુધી આ દેશ ઉપર મુસલમાનોએ સ્વારી કરી ન હતી ત્યાંસુધી તો આર્યાવર્ત દેશના રહેનારાઓમાં સંડાસ અને વાડાની યોજના હતીજ નહિં; માત્ર બાળકો, નાદાન અને બચ્ચાઓ માટેજ તેવા કાર્યની અગત્યતા હતી. અને તે તેમની માતાઓ પ્રેમથી કરી નાંખતી હતી. પરંતુ ઉમરે પુગેલા આર્યો તરફથી તે કામ હતુંજ નહિં પરંતુ જ્યારે મુસલમાનની વિલાસી રાજનીતિ શરૂ થઈ ત્યારથી ટટ્ટીના નિયમની

સ્થાપના થઈ અને રાજાઓ તથા અમીરો માટે તેની શરૂઆત થઇ જો કે શરૂઆત થઇ પણ આ કાર્ય કોણ કરે? આને માટે અનુમાન કરતાં એટલુંજ હોઇ શકે કે જે જે રાજાઓના રાજ્ય પ્રથમ જીતવામાં આવ્યા તે તે રાજાઓના કુટુંબોને ગુલામો તરીકે પકડીને તેને શિક્ષા તરીકે આ હલકું કામ તેમની પાસે કરાવવાની શરૂઆત કરવામાં આવી. જે લોકોની પાસે આ કામ કરાવવામાં આવ્યું તેઓએ તો જુલ્મના માર્યા બળતા ઝળતા અને રોતા કકળતા આ કામ કર્યું. અને તે પછીની ઓલાદ જેમ જેમ ઉતરતી ગઇ, બુદ્ધિમાં મંદ થતી ગઇ તેમ તેમ પોતે પોતાને ભૂલતા ગયા. પોતે કોણ છે તેનું ભાન પણ ન રહ્યું. અને અને પોતાનો જાણે આ ધંધો હોય તેમજ સમજવા લાગ્યા. આવા ગુલામો અને ગુલામોના વંશની સંખ્યા વધવા સાથે દેશમાં તેવું કામ કરાવનારા પણ સગવડને લઇને વધવા લાગ્યા. તેમજ આ લોકો ધંધાના હરિફ હોય તેમ કામ કરવા લાગ્યા. ખરી રીતે આ લોકો તો અસ્પર્શ્ય અંત્યજ કે ચંડાળ નથી પણ ખરેખરા ખાનદાન વંશના નબીરાઓ છે. તમે કોઇપણ ઢેડને જઇને પૂછો, ભાઇ તમારી અટક શું? તો કોઇ કહેશે–ચૌહાણ, રાઠોડ, પરમાર, ગોહેલ, જાડેજા, વાઘેલા, ડાભી, રાણા વિગેરે કહેશે. અફસોસ, હજારોવાર અફસોસ થાય છે, કે આનો વિચાર કોઇએ કેમ કર્યો નહિં હોય? શું રજપુતોની અટક અને ચંડાળની અટક એક હોઇ શકે? તેવું તો કદી પણ બની શકેજ નહિં. હવે વિચાર માત્ર એટલોજ કરવાનો રહ્યો કે ક્યાં તો હલકું કામ કરનારાઓમાંથી રજપુતો પેદા થયા, અને ક્યાં તો રજપુતોમાંથી ગુલામો તરીકે પકડાએલાના વંશજો આ હલકું કામ કરનારા હોવા જોઇએ. જવાબ એકજ હોઈ શકે કે રજપુતોમાંથી ઉતરી પડેલી ઓલાદ, ગુલામો તરીકે પકડાએલાનીજ ઓલાદ તે આ અંત્યજ છે.

## આ લોકોને અસ્પર્શ્ય ક્યાં સુધી રાખી શકાય?

જ્યારે આ લોકો હલકું કામ કરવા માટેજ અસ્પર્શ્ય ગણાતા નાજ હોય અને અંત્યજ જેવી ઓલાદ ન હોય તો પછી તેમને ક્વોરન્ટાઇનની રીત કરતા અસ્પર્શ્યના વધારે સખ્ત નિયમ લાગુ પાડી ન શકાય. તેઓ મળમુત્ર અને ગંદકીમાં રહેવાનું તેવું કામ કરવાનું અને તેવું કામ કરનારાઓના સંસર્ગમાં આવવાનો જો ત્યાગ કરે તો અને સ્વચ્છતાના નિયમો પાળતા શીખે તે વખતે તેઓને અસ્પર્શ્ય ગણી ન શકાય. પરંતુ મળમુત્ર અને મલીનતા સાથે જો સંબંધ હોય તો ત્યાંસુધી તો તેમને તંદુરસ્તીના કારણસર ભેળવી શકાયજ નહિં. પણ જેમ જેમ સંસ્કાર અને સ્વચ્છતામાં આગળ વધશે તેમ તેમ તેમના તરફના માનમાં વૃદ્ધિ થશે અને જ્યારે તેમનામાં ક્ષાત્રિયતેજ પ્રાપ્ત થાય ત્યારે તેઓને ક્ષત્રી તરીકેજ ઓળખાવા જોઇએ.

## ત્યારે ખરેખરા અસ્પર્શ્ય કોણ?

હવે આ વિષય સમાપ્ત કરતાં ખરેખરા અસ્પર્શ્ય અને અંત્યજ માટે અગાઉ વર્ણન કરવામા આવ્યું છે તે પ્રમાણે તેવા અધમ આચરણવાળા રાક્ષસી જીવોજ ખરેખરા અંત્યજ, ચંડાળ અને અસ્પર્શ્ય ગણાય અને તેમાં ખોટું પણ શું? કારણ કે આવા મનુષ્યોના સંસ્કારો જો બીજાઓમાં દાખલ થાય તો પશુઓના ખોરાક માટે સંગ્રહિત કરેલા ઘાસમાં દેવતાને દાખલ કરવા બરાબર ગણાય કારણ કે સારા સારા મનુષ્યોમાં જો તેનો ચેપ દાખલ થવા પામે તો **સોબતે અસર** અને "**તુખમે તાસીર**" આ કહેવત પ્રમાણે શાસ્ત્રવેત્તાઓ આવા અધમ અને અપરાધીઓને ચંડાળ, અસ્પર્શ્ય કે અંત્યજ કહી તેનાથી દૂર રહેવાનું કહે તો ખોટું શું? શું કોઇપણ માણસ પોતાની સંતતિને

નીચ સંગત કહિછે ખરૂં કે? જો આવા નીચ મનુષ્યો અંત્યજમાં ગણાય, અને તેનો સ્પર્શ કરવાનું અને મોં જોવાનું ત્યાજ્ય હોય તો તેવાની સંગત થાય નહિં. અને તેથી તેવા પાપીઓના પાપી સંસ્કારનો ચેપ વધારે પ્રમાણમાં ફેલાવા ન પામે. જો આવા અધમ અને રાક્ષસી જીવનવાળાને માટે શાસ્ત્રમાં અંત્યજ, ચંડાળ, અસ્પર્શ્ય, મોં જોવાનો નિષેધ વગેરે હોય તો આ નિષેધ કલંક નહિ પણ પ્રશંસનીયજ ગણાય. બહુજ ખેદની વાત છે કે આવા મનુષ્યો અત્યારના જમાનામાં અસ્પર્શ્ય ગણાતા નથી. આવા જીવોની સાથે તો આપણે લાંબો હાથ કરી શેકહેન્ડ કરવામાં પણ માન સમજીએ છીએ, તેઓનો સંબંધજ માનપદ ગણવામાં આવે છે. મતલબ કે જગત અધોગતિનું પ્રગતિય બનતું જાય છે. લગભગ અંત્યજમય થવાના માર્ગનું આરોહણ થતું જોવામાં આવે છે. જેઓ શુદ્ધ[illegible] સેવકો છે તેને અંત્યજો તરીકે હોકી બેસાડવામાં આવેલા છે. કોઇ તેટલાજ માટે કહેવું જોઇશે કે અસ્પર્શ એ હિંદુશાસ્ત્રને માથે [illegible] સમાન નથી. પરંતુ ખરેખરા અંત્યજોથી જગત ઉભરાઇ ગયું માટે જેઓ અંત્યજ નથી તેને અંત્યજો તો ઠરાવી દીધા છે. અંત્યજ યોનીથી અંત્યજ નહિં, પરંતુ અંત્યજ ગુણકર્મથીજ ગણાવે જોઇએ. અંતમાં આપ હિંદુધર્મપ્રેમીઓને વિશેષમાં જણાવું [illegible] કે જગતનિયંતાએ ( મનુષ્ય માત્ર એક સરખાજ પેદા કર્યા છે. ) [illegible] દરબારમાં ઉંચ કે નીચની ભિન્નતા નથી. મતલબ કે ત્યાં [illegible] બધાજ સરખા છે. મનુષ્ય માત્રમાં જાતિ તરીકે ફક્ત બેજ જાતિ જ નર અને નારી, પરંતુ ગુણકર્મને સ્વભાવથી વર્ણાશ્રમની શરૂઆત છે જેમ કે ;—**जन्मना जायते शुद्र संस्काराद्विज उच्य**

 ૧૩૮૭૦

ाश्रो भवेद्विप्र ब्रह्मजानाति ब्राह्मणः ॥ ભાઇઓ આ ઉપરથી
સમજાય છે કે જન્મતાંજ દરેક માણુસ શૂદ્રત રીકેજ જન્મે છે. પરંતુ
તેમ સંસ્કાર, ગુણકર્મ સ્વભાવને લઇને દ્વિજ, ક્ષત્રિય, વૈશ્ય અને
કહી શકાય છે એમ ધર્મશાસ્ત્રો પૂકારે છે તો આપ જેને અંત્યજ
(…ડ) માની તિરસ્કાર રાખી અસ્પર્શ્ય માનો છો. એ હિંદુ જન
સમાજને મોટામાં મોટું કલંક છે. હિંદુ ધર્મશાસ્ત્રો તપાસતાં
અંદર અંત્યજ અગર ઢેડ શબ્દ કોઇપણ જગ્યાએ માલમ પડતાં નથી.
પરંતૂ સુર અને અસુર, દેવ અને દાનવ, ચંડાળ ને રાક્ષસ આવી
ઉપમાઓ આપવામાં આવેલી છે. અને તે ઉપર જણાવ્યું તે મુજબ
હિંદુ જનસમાજમાં એવા ઘણા માણુસો મળી આવશે કે જેને ધર્મ
શાસ્ત્રોના આધારે ચંડાળ, રાક્ષસ, સુર અસૂર, દેવ દાનવ ગણી શકાય
દરેક મનુષ્યમાત્ર **आकृति गुणानाम् कथ्यते ।** માણુસોના ગુણ
કર્મ સ્વભાવથીજ જાતિ મનાવી જોઇએ. અને તે મુજબ અનાદિ
કાળથી ફકત ચાર જાતિ બ્રાહ્મણ, વૈશ્ય અને શુદ્ર મનાતી આવે છે.
પરંતૂ હાલના સમયમાં ધંધાઓને લઇને જુદી જુદી જાતિઓ થઇ છે
જ્યારે હિંદુ જનસમાજમાં નીચ આહારો જેવાં કે દારૂ તાડી, માંસ
વીગેરે ખાનારી પ્રજા જેવાં કે ઘાંચી, ગોલા, ખત્રી, મોચી, ચમાર,
માછી, દોડીઆ, ભીલ, દુબળા, નાયકા, કુંકણાં ડબગર ભોઇ એ બધી
જ્ઞાતિનાં માણુસો સાથે હિંદુ સમાજની હરેક વ્યકિત અસ્પર્શ્ય માનતી
નથી. તો જે ઉપર જણાવેલી જ્ઞાતિના કરતાં આચાર વિચારમાં તેમજ
આપણા જૂલ્મો સહન કરી પોતાના હિંદુ ધર્મને છોડતાં તેઓને
આપણે હડધુત કરી ગુલામ બનાવી રહ્યા છીએ, તો એવા પ્રકારના
માણુસોને સ્પર્શાસ્પર્શનો બાધ ન ગણી આભડછેટ દૂર કરવા વિનંતી

કરૂં છું. કદાચ કોઇ હિંદૂ સમાજની વ્યકિત એમ માનશે કે. ભંગીઓને પણ અડકવું ? હા, જરૂર એના જવાબમાં જણ તમારા શરીર રૂપી હિંદુ સમાજમાં ડાબો હાથ હમેશાં ભં કરે છે, ને કરતો આવ્યો છે એ સૌ કોઇ કબુલ કરશેજ. ને હાથને સ્વચ્છ કરી ફરીથી પોતાના કામમાં મેળાવો છો તો તેજ . ભંગીઓ પોતાના ગંદા કામથી પરવારી સ્વચ્છ થઇ આપની . . આવે તો અવસ્ય અડકવું. ઉપરની આટલી દલીલથી જેને પરમેશ્વરે સદ્બુદ્ધિ આપી હશે તેઓ જરૂર મારી આ લખેલી દલીલ સાથે સમંત થઇ આચરણમાં મૂકી બતાવશે તો જરૂર હું તેમનો આભાર માનીશ. આપણા શરીમાં પણ મુખ ( બ્રહ્મા ) બાહુ ( ક્ષત્રિય ) ઉદર ( વૈશ્ય ) પગ ( શુદ્ર ) તરીકે છે તેમ હિદુસમાજના એક અંગ રૂપી જે અંત્યજો છે તેને દૂર કરવાથી ( શરીરના કોઇ અવયવ કાપી નાંખીએ તો આખા શરીરને હાની થાય છે તેમ ) હિંદૂ સમાજને હાની થાય તેમાં આશ્ચર્ય જેવું શું ? સુક્ષ્મ દ્રષ્ટિથી નિહાળતાં ભરત વર્ષની અધોગતિ થવાનું મુળ કારણ, કુસંપ, દ્વેશ, ઇર્ષા, અને અજ્ઞાનતા છે અને તેમાં વિશેષ કરીને જાતિભેદ, મત-પંથોના આચાર્યો પોતાનો સ્વાર્થ સાધવા માટે અધોગતિ કરી રહ્યા છે. માટે મારી હિંદુસમાજના આગેવાનો, આચાર્યો ધર્મગુરૂઓ, બ્રાહ્મણો તેમજ ભારતના સંતાનોને વિનંતી છે કે જાગ્યા ત્યાંથી સવાર-ભૂલ્યા ત્યાંથી ફરી ગણવું એ મુજબ તમે આ બાબત પર પુરતું લક્ષ આપી કમર કસી ભારત વર્ષની ઉન્નતિના અર્થે કાયરપણું તજી દઇ આત્મિક બળ મેળવી તૈયાર થશો અને મતપંથોના વાડા તથા જાતિભેદ દુર કરવામાં તમારી શકિત ખરચસો તો જરૂર ભારતવર્ષનો ઉદ્ધાર થયા વિના નહિ રહે એવી મારી માન્યતા છે અને પરમાત્માને પ્રાર્થના કરૂં છું કે મારા ભારતવાસી બંધુઓને સદ્બુદ્ધિ પ્રેરો એજ અભ્યર્થના. અસ્તુ.

શ્રી 'ભારત' પ્રીન્ટીંગ પ્રેસ.

( સ્થાપિત:—સને ૧૯૨૦ ).

ેક જાતનું છાપવાનું સુંદર કામ કરનાર

ારા શેરીને નાકે, સ્ટેશન રોડ, સુરત.

---

શ્રી સુરત ટાઈપ-રાઈટીંગ કુાં૦

( સ્થાપિત સને ૧૯૦૫ ).

જાતનું ટાઈપનું અંગ્રેજી-ગુજરાતી કામ ટાઈમસર

કરનાર તથા ટાઈપ મશીનો રીપેર કરનાર.

સ્ટેશન રોડ, દુધારા શેરી, સુરત.

---

“ ભારત ”

સ્વતંત્ર રાષ્ટ્રીય સાપ્તાહિક.

વાર્ષિક લવાજમ રૂ. ૩—૦—૦

તંત્રી અને પ્રકાશક :—

હીરાલાલ નાનાભાઈ વ્યાસ,

## પુસ્તક મળવાનું ઠેકાણું



આર. એન. શેઠ.

**સેવામંડળ કાર્યાલય.**

કાજીપુરા, સુરત.



**કે. એમ. શર્મા.**

શ્રી. વૈદિક વ્યાખ્યાન ભુવન.

રહેમતપુરા—સુરત.